

# જગદ્ગુરૂનું વિશ્વમાં સ્થાન.

**Behold ! I come quickly.**


લેખક તથા પ્રકાશક,

**મણિલાલ નથુભાઈ દોશી.**

બી. એ.

રતનપોળ, અમદાવાદ.



સન ૧૯૨૫. પ્રત ૧૦૦૦. આવૃત્તિ ૧ લી.

અમદાવાદ—ધી ડાયમંડ જ્યુબીલી પ્રીંટીંગ પ્રેસમાં,

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

કીંમત રૂ. ૦-૧-૦.

આ વ્યાખ્યાન અમદાવાદના એક ઉત્સાહી તારકબંધુ
રા. રા. મોતીલાલ અમરતલાલ પટેલની આર્થિક
સહાયથી પ્રકટ કરવામાં આવ્યું છે.

---

આ સમયે અનેક દુઃખથી ઘેરાયલા જગતને મદદ આપવાને કોઇ મહા પુરૂષ જગતમાં થોડા સમયમાં પ્રકટ થશે. એવી માન્યતા ધરાવનારા સર્વ મનુષ્યોને એકઠા કરવાના હેતુથી તારકમંત્ર (Order of the Star in the East) સ્થાપવામાં આવ્યો છે. તારકસંઘના છ નિયમો છે, જે માનનાર આ સંઘનો સભાસદ થઇ શકે છે. તે જાણવાની ઇચ્છાવાળાએ નીચેને સરનામે લખવું. તારકસંઘનું ગુજરાતી સાહિત્ય નીચે પ્રમાણે છે.

| | | | |
|---|---|---|---|
| પૂર્વના તારાનું મંડળ | ૦-૧-૦ | ગુરૂચરણે | ૦-૪-૦ |
| જગદ્‌ગુરૂનું આગમન | ૦-૧-૦ | શ્રદ્ધા એજ જીવન | ૦-૪-૦ |
| આગમનની તૈયારી | ૦-૨-૦ | તારકસંદેશ (તૈયાર થાય છે) | |

આ આગમનનો સંદેશ પ્રચાર કરતી એક તારકસંઘ પત્રિકા દર માસે બ્હાર પડે છે. તેનું વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે આઠ આના છે.

વિશેષ હકીકત માટે લખો.

રતનપોળ-**અમદાવાદ.**
તા. ૧-૧૨-૨૫.

**મણિલાલ નથુભાઈ દોશી.**

# જગદ્‌ગુરૂનું વિશ્વમાં સ્થાન.

**પ્રિય તારકબંધુઓ અને બ્હેનો,**

આજનો વિષય સમજવાને આપણે જાણવું જોઇએ કે આ વિશ્વ અંધાધુંધીથી ચાલતું નથી. આ વિશ્વ મહાત્માઓના એક આધ્યાત્મિક ભ્રાતૃમંડળના હાથ નીચે ચાલે છે. એક આધ્યાત્મિક રાજા આ વિશ્વની આંતર વ્યવસ્થા ચલાવે છે. તેમના હાથ નીચે જુદા જુદા પ્રધાનો હોય છે કે જેઓ વિવિધ ખાતાંઓ ઉપર દેખરેખ રાખે છે, અને દોરે છે. આ પ્રધાનોમાં એક **મનુ** ભગવાન્ છે કે જે પ્રજાઓ અને ઉપપ્રજાઓની ઉત્પત્તિ ઉપર તથા રાજ્યોની ઉથલ પાથલો, રાજ્યક્રાન્તિઓ, યુધ્ધો વગેરે ઉપર દેખરેખ રાખે છે. બીજા એક ખાતાના પ્રધાનને જગદ્‌ગુરૂ કહેવામાં આવે છે. આ જગદ્‌ગુરૂનું કામ જુદીજુદી પ્રજાઓને જુદેજુદે સમયે જે યોગ્ય હોય તેવો ધર્મ આપવો, તથા લોકોના શિક્ષણપર લક્ષ આપવું. તેમનું મોટું કામ પ્રજાના મન તથા હૃદય સાથે સંબંધ ધરાવે છે. લોકોની લાગણીઓ વિશુદ્ધ થાય, અને તેમના મન સંસ્કાર પામે તથા અનેક રીતે ખીલે, તે પર તે લક્ષ આપે છે. જગતના જે જે ધર્મો અત્યાર સુધી સ્થપાયા છે, તે સર્વે ક્યાં તો જગદ્‌ગુરૂએ પોતે સ્થાપ્યા હોય છે, અથવા પોતાના કોઈ શિષ્યને તેમણે અમુક સંદેશ આપી મોકલ્યો હોય છે અને તે શિષ્ય લોકોની દેશકાળની સ્થિતિ જોઇ તેમને ઉચિત ઉપદેશ આપે છે.

આપણે અત્યાર સુધીમાં બે મહાન્ જીવાત્માઓ વિષે જાણીએ છીએ કે જેઓએ જગદ્‌ગુરૂની મહાન પદવી પ્રાપ્ત કરી છે. જેમને આપણે ગૌતમબુદ્ધ તરીકે ઓળખીએ છીએ, તે મહાન્ આત્મા છેવ-

ટના ભવમાં બુદ્ધ થયા, તે પૂર્વે જગદ્‌ગુરૂ અથવા બોધિસત્ત્વ કહેવાતા હતા. તેમણે પાંચમી મહાપ્રજાની જુદીજુદી ઉપપ્રજાઓમાં જન્મ લઇ દરેક ઉપપ્રજાને અમુક જાતનો સંદેશ–બોધ આપ્યો હતો. તે સંદેશ તે પ્રજાની દેશકાળની સ્થિતિને યોગ્ય હતો. તેમણે આર્યપ્રજાની પ્રથમ ઉપજાતિ–જેના આપણે વંશજો છીએ, તેને–આપણા બાપદાદાઓને **વ્યાસ** તરીકે **ધર્મનો** ઉપદેશ આપ્યો હતો. આપણાં બધાં કાર્યો ધર્મભાવનાથી–કર્તવ્ય ભાવનાથી થવાં જોઇએ. પછી તેમણે ઇજીપ્તમાં બીજી ઉપપ્રજાને પ્રકાશનો અને સાથે વિજ્ઞાનનો સંદેશ આપ્યો. તે વખતે તેમનું નામ હર્મીઝ–થોથ હતું. તે પછી ઝોરોએસ્ટર તરીકે પરશીઆને પવિત્રતાનો સંદેશ આપ્યો, અને ત્રીજી ઉપપ્રજાની શરૂઆત કરી. તેના વંશજો હાલ હિંદમાં પારસી તરીકે ઓળખાય છે. તે પછી ચોથી ઉપપ્રજા ગ્રીસ અને રોમમાં થઇ. ત્યાં તેમણે ઓર્ફિઅસ તરીકે અવતાર લઈ લોકોને સૌંદર્ય–સંગીત અને વ્યવસ્થાની ભાવના શીખવી. ગ્રીસ સૌંદર્યવાસ્તે પ્રસિદ્ધિ પામ્યું, અને રોમ વ્યવસ્થા અને નિયમ માટે મશહૂર થયું. તે પછી તે મહાન્ આત્માએ હિંદમાં કપિલ વસ્તુમાં જન્મ લઈ બુદ્ધત્વ પ્રાપ્ત કર્યું. બોધિસત્ત્વ–જગદ્‌ગુરૂ મટી તેનાથી મહાન્‌પદ–બુદ્ધત્વ પદ મેળવ્યું. તે પછી જગદ્‌ગુરૂની પદવી ખાલી પડી. હવે તે પદવીને માટે લાયક તેમની પાછળ પાછળ દરેક પગલે આગળ વધતો એક મહાન્ આત્મા હતો. તેને હિંદુ શાસ્ત્રો મૈત્રેયઋષિ તરીકે ઓળખે છે. તે મહાન્ આત્માએ જગદ્‌ગુરૂની પદવી સ્વીકારી.

અત્યારે જગદ્‌ગુરૂના આગમનની જગતને શી જરૂર છે, તેનો ખ્યાલ લાવવાને આપણે જગત્ ભણી દૃષ્ટિ કરીશું તો જણાશે કે તે તદ્દન ડામાડોળ સ્થિતિમાં આવી પડ્યું છે. અને જે સંસ્કૃતિના આપણે

અગરૂબ છીએ, તે સંસ્કૃતિ ઘણા થોડાક મનુષ્યોને આનંદનું કારણ હશે, પણ લાખો અને કરોડો મનુષ્યોને તે શોકનું કારણ થઇ પડી છે. આપણી આસપાસ મનુષ્યોની સ્થિતિ તપાસતાં તેઓ સામાન્ય સ્વપ્નમાંથી લાંબા ભયંકર સ્વપ્નમાં ચાલ્યા જતા લાગે છે. આપણી ચારે બાજુએ યુદ્ધો, અને રાજ્યક્રાન્તિનાં વાદળો દૃષ્ટિએ પડે છે. લોકોની અંદર દ્વેષભાવ પ્રકટી રહ્યો છે, અને તેને લીધે તકરારો અને યુદ્ધો થાય છે. આ બધાનો વિચાર કરતાં આપણને લાગે છે કે આ દુઃખ કેવળ સ્વપ્ન જેવું નથી, પણ ઓથાર (Night-mare) જેવું છે કે જે મનુષ્યના અંતઃકરણ ઉપર ભારે બોજો મૂકી તેને ત્રાસ પમાડયાંજ કરે છે. પ્રભુએ આ વિશ્વને સ્વર્ગવાટિકા અથવા નંદનવન જેવું બનાવવા ધાર્યું હતું, તેને બદલે તે ભ્રાતૃભાવના અભાવની, અવિશ્વાસની, શંકાની અને દ્વેષની લાગણીને લીધે જંગલી અને શિકારી પશુઓને રહેવાના સ્થાનરૂપ બની ગયું છે.

હવે પ્રશ્ન એજ થાય છે કે શું આવી સ્થિતિ ચાલ્યાં જ કરશે? શું આપણે આ દ્વેષના અને ભ્રાતૃભાવના અભાવના ઓથારમાંથી મુક્ત નહિ થઇ શકીએ ? આ વિશ્વ અનંત જ્ઞાનમય અને દયામય શક્તિ ચલાવી રહી છે, તેથી જવાબ મળે છે કે આવી સ્થિતિ હવે લાંબો સમય ચાલી શકશે નહિ. આ સ્થિતિ આપણે જ આપણી અજ્ઞાનતાથી અને સ્વાર્થીવૃત્તિથી ઉત્પન્ન કરી છે; પણ જે સુધારવાની આપણામાં શક્તિ ન હોય, તે સ્થિતિમાં આપણે પડયા રહેવું એવો કુદરતનો હેતુ હોઈ શકે નહિ. અત્યારે જગતમાં અનેક સુધારકો નીકળી પડયા છે. તેમની સંખ્યા આપણે ધારીએ તે કરતાં મોટી છે. છતાં દુઃખ તો જરાપણ ઘટતું નથી. સુધારકો રસ્તા બતાવે છે, પણ મનુષ્યોના દુઃખનો ઘટાડો થતો નથી. માટે આપણો કે

સુધારકોનો ક્યાં દોષ છે, તે શોધી કાઢવું જોઇએ. ભૂલ જાણવી એ સુધરવાનું પહેલું પગથિયું છે. ઈ. પૂ. ૪૦૦૦ વર્ષ પહેલાં ચીનમાં મેટી નામનો એક મોટો તત્વવેત્તા થઈ ગયો. તેણે લોકોનાં દુઃખો વાસ્તે ઘણો વિચાર કર્યો, પણ તે દૂર કરવાનો તેને એક પણ ઉપાય સુઝયો નહિ. તે સમયમાં પણ સુધારકોની સંખ્યા ઓછી ન હતી. મેટીને લાંબો સમય સુધી ધ્યાન કર્યા પછી આ સુધારકો શા સારૂ પોતાના પ્રયાસમાં નિષ્ફળ જતા હતા, તેનું કારણ સમજાયું. લોકોએ એક બીજા પ્રત્યે પ્રેમ ભાવ રાખવો, એ તેમનું કર્તવ્ય છે, તે સમજાવવાને તેણે એક પુસ્તક લખ્યું. તેમાં તેણે જણાવ્યું કે: " જો મનુષ્ય દુઃખનાં કારણો જાણી શકે, તોજ તે દૂર કરવાના માર્ગ પણ જાણી શકે. જો તેનામાં આ જ્ઞાન ન હોય તો તે પોતાના પ્રયત્નમાં કદી ફાવશે નહિ. "

સુધારકો દુનીઆના દુઃખો દૂર કરવાના પ્રયત્નમાં નિષ્ફળ નીવડયા છે, તેનું મોટું કારણ એ છે કે તેઓ દુઃખનું કારણ સમજ્યા નથી, અને જે થોડા ઘણાઓને તે કારણોની ઝાંખી થઈ છે, તેઓને પુરી શ્રદ્ધા હોતી નથી, અથવા પોતાના નિશ્ચયો પ્રમાણે ચાલવાની હિંમત તેમનામા જણાતી નથી. લોકો સદા દુઃખભરી સ્થિતિમાં રહે છે, અને વારંવાર આપત્તિમા આવી પડે છે, તેનું કારણ શું? એક પ્રાચીન ઋષિના સાદા શબ્દોમાં આ પ્રશ્નનો જવાબ એજ છે કે " જગતના દુઃખનું કારણ લોકોને એક બીજા પ્રત્યે પ્રેમનો અભાવ છે. " જીવનનો ખરો પાયો જે પ્રેમ તેને નિર્બળ મનુષ્યો ભૂલી ગયા છે અને સબળ મનુષ્યો તેને સ્વિકારવાની ના પાડે છે. લોકો પોતાની મૂર્ખતાને વળગીને આ જીવનના પાયાને હસી કાઢે છે. જ્યાં સુધી મનુષ્યોના જીવનમાં પ્રેમ સર્વોપરી સત્તા ભોગવે

નહિ, અને જ્યાં સુધી મનુષ્યો ખરા જીગરથી એક બીજાને ચાહે નહિ, ત્યાં સુધી આ પૃથ્વિને સ્વર્ગ બનાવવાની આશા ફોકટ છે, એ ખચિત માનજો.

પ્રેમ આપણા જીવનનો ખરો પાયો છે. અને આ વ્યવસ્થિત અને અશાંત દુનિયામાં વ્યવસ્થા અને શાંતિ લાવવાને, આપણને પડેલા તથા પડતા ઘા રૂઝવવાને પ્રેમ સિવાય બીજો કોઇ માર્ગ નથી. આપણાં સઘળાં દુઃખો દૂર કરવાનો એકજ માર્ગ છે અને તે પ્રેમ છે. સઘળા પ્રશ્નોનું નિરાકરણ પ્રેમથી થઇ શકે તેમ છે. પણ આપણે તે પ્રેમની અદ્ભુત અસરથી અને ઘા રૂઝવવાની શકિતથી દૂર ભાગવા માગીએ છીએ. પ્રેમદ્વારા જગતનાં દુઃખો દૂર કરવાનો આ ઉપાય ઘણો સાદો અને સરલ છે, માટેજ આપણા રાજકીય નેતાઓ અને અર્થશાસ્ત્રીઓ તેને હસી કાઢે છે. આપણા હૃદયમાં પ્રેમ રાખવો, એટલે પ્રભુની દૃષ્ટિથી જગતને અને જગતના જીવોને જોવા. પણ આપણામાં પ્રભુ થવાની હિંમત નથી, અને તેથી મનુષ્ય રહેવા માગીએ છીએ. આપણે સૂર્યના સામી પીઠ ફેરવી આપણી છાયામાંજ ઉભા રહેવા ઇચ્છીએ છીએ. આથી જો આપણામાં પ્રેમ અને પ્રકાશ ન આવે તો દોષ આપણો નહિતો બીજા કોનો ? આથીજ આપણે દુઃખ પામીએ છીએ.

જગત ઘણી ઉતાવળથી બદલાતું જાય છે. અને જેમ ફેરફાર થતો જાય છે, તેમ આપણા દુઃખમાં ઉમેરો થાય છે, અને આપણો કંટાળો વધતો જાય છે, પણ દુઃખમાં શુદ્ધિ કરવાનો ગુણ રહેલો છે, અને ઘણીવાર દુઃખ ખરી સત્યતા તરફ મનુષ્યોને દોરે છે. અને આ કંટાળો પણ કેટલીકવાર આપણને સર્વના નાથ—પ્રભુ તરફ લઈ જવાનું કારણ બને છે.

માટેજ અત્યારે જ્યાં ત્યાં મનુષ્યોના હૃદયમાંથી એવી બૂમ નીકળે છે કે " કોઈ મહા પુરૂષ આવીને આપણને દોરે, અને આપણા ઘા રૂઝાવે તો કેવું સારૂં ? અહા ! અત્યારે આપણને મનુષ્યજાતિને સીધે માર્ગે દોરનાર ખરા નાયક મળે તો આપણું આ દુઃખી જગત્ કેવું સુખી થાય ! "

વ્હાલા તારક બંધુઓ અને બ્હેનો ! આપણને જાણવાનો એક ખાસ અને મોટો અધિકાર મળ્યો છે કે અનાદિ કાળથી આ વિશ્વમાં મહાન્ગુરૂ—જગદ્ગુરૂ વસે છે. તે હવે થોડા સમયમાં આ પૃથ્વિપર પધારી લોકોને શાંતિ પ્રાપ્ત કરવાનો માર્ગ જણાવશે અને પ્રેમના માર્ગને દૃઢતાથી વળગી રહેવાનું ધૈર્ય આપશે. તે મહાન્ જગદ્ગુરૂ વિષે આજે હું તમારા સંમુખ બોલવા માગું છું. જેને બૌદ્ધો મૈત્રેય બુદ્ધના નામથી ઓળખે છે, જેને હિંદુઓ બાળકૃષ્ણ તરીકે ઉપાસે છે, અને જેને ખ્રીસ્તી લોકો ક્રાઇસ્ટ તરીકે માને છે, તે મહાન્ જગદ્ગુરૂના સંબંધમાં કાંઇક વિશેષ સમજવાને આપણે આજે પ્રયત્ન કરીશું.

ઘણા લાંબા સમય ઉપર અત્યારે જ્યાં આટલાંટિક મહાસાગર છે, ત્યાં આટલાંટિક ખંડ હતો; તે સમયે એક મહાન્ ગુરૂ તરીકે મૈત્રેય ઋષિએ અપૂર્વ સંદેશ આપ્યો, કે જે સંદેશ પ્રમાણે ચાલવાથીજ મનુષ્ય જાતિનો દુઃખથી છૂટકારો થઇ શકે. તેમણે કહ્યું કે:—

" Love is life, the only life that is real. A man who ceases to love is already dead. All conditions in life are to be judged fortunate or unfortunate, according to the opportunities that they offer for love. Love will come under the most unlikely circumstances, if men will but

allow to it come. Without this all other qualifications are only as water lost in the sand."

પ્રેમ એજ જીવન છે. પ્રેમ એજ ખરૂં જીવન છે. જે મનુષ્યમાંથી પ્રેમ ચાલ્યો જાય છે, તે મરી ગયેલો સમજવો. આપણા સંયોગો સારા કે ખોટા, તેનો નિર્ણય કરવાનો એકજ માર્ગ છે, શું તે સંયોગોમાં પ્રેમ કરવાની વિશેષ તક મળે છે કે ઓછી ! જો મનુષ્યો પ્રેમને પોતાનામાં આવવા દે તો નહિ ધારેલા પ્રસંગોમાં પણ પ્રેમ આપણામાં આવી શકે. પ્રેમ વગરના સઘળા સદ્ગુણો રેતમાં નાખેલા પાણી જેવા છે, કે જે પાણી રેતમાં અદ્દશ્ય થઇ જાય છે.

જે પ્રમાણમાં આપણે આ શબ્દોના અર્થનું ચિંતન કરીએ, અને તેનું હાર્દ અનુભવવાને પ્રયત્ન કરીએ, તે પ્રમાણમાં તે શબ્દો પાછળ રહેલું મહત્વ આપણે સમજી શકીશું, તે પ્રમાણમાં આપણે મહાન્ જગદ્ગુરૂના જેવા થવા માંડીશું. અને આ કરતાં આપણા જીવનમાં વધારે ઉચ્ચ, શુભ અને સત્ય આદર્શ બીજો કયો હોઇ શકે ?

આ જગદ્ગુરૂના સૌથી પ્રથમ સંદેશનું બીજું પણ મહત્ત્વ છે. ગૌતમ બુદ્ધ જ્ઞાનના પરમ આદર્શરૂપ હતા. તેમની પાછળ આવનાર જગદ્ગુરૂ એ પ્રેમની મૂર્તિ છે, અને પ્રેમ માર્ગે તે પોતાનો સંદેશ ફેલાવશે. અત્યારે બીજી બધી બાબતો કરતાં જગતને તેમના પ્રેમની ઘણી જરૂર છે. જગદ્ગુરૂએ ઘણીજ ધીરજથી અને વારંવાર પ્રેરણા કરીને આપણા ઠોકરો ખાતાં પગલાંને આ પ્રેમના માર્ગ ભણી દોર્યા છે. માટે તે કેવી રીતે કામ કરશે, તેનો ખ્યાલ આપણને આ તેમના પ્રથમ સંદેશ ઉપરથી આવે છે.

આટલાંટિક ખંડમાં તે પ્રથમ જન્મ્યા હતા. તે બાબત ઇતિહાસને અગમ્ય છે, પણ તેમનો ઇતિહાસને જાણીતો પ્રથમ

અવતાર, જગદ્ગુરૂની પદવી લીધા પછી, હિંદમાં બાળ શ્રીકૃષ્ણ તરીકે થયો. તે અદ્ભુત જીવનની ભવ્યતા સુંદરતા અને મનોહરતાએ હિંદુ લોકો ઉપર જે પ્રબળ અસર કરી છે, તેનું વર્ણન કરવું અશક્ય છે. દરેક હિંદુ હૃદયને કૃષ્ણ એ પરમ આદર્શ છે. હિંદમાં ઘણા લોકો શ્રીકૃષ્ણને નામે જીવન ગાળે છે. અને ખરા હિંદુ ભક્તોના તે પરમ ઉપાસ્ય-પૂજ્ય છે. શ્રીકૃષ્ણનું નામ દરેક હિંદુહૃદયમાં ભક્તિ ભાવની લાગણી પેદા કરે છે. અને બાળ શ્રીકૃષ્ણ તરીકે જયારે તે હિંદમાં જીવતા હતા, ત્યારે જેવી પ્રબળ અસર કરી રહ્યા હતા, લગભગ તેવીજ અસર તેમનું નામ ભાવિક ભક્તો પર અત્યારે કરી રહ્યું છે. તેમણે આટલાંટિસમાં જે પ્રેમનો પરમ સંદેશ ફેલાવ્યો હતો, તેજ સંદેશ તેમણે ફરીથી શ્રીકૃષ્ણ તરીકે આ આર્યાવર્તને આપ્યો. જ્ઞાન અને વૈરાગ્યથી શુષ્ક થઇ ગયેલાં હૃદયોમાં પ્રેમ વડે તેમણે પુનઃ પ્રાણસંચાર કર્યો. તે દિવ્ય બાળક પ્રેમની મૂર્તિરૂપ હતા. જે સંદેશ તેમણે ફેલાવ્યો, તે તેમના જીવનમાં પૂર્ણ રીતે ઉતરેલો હતો. અને જે કોઇ મનુષ્ય તેમનો સંદેશ સમજી શકતો તે પોતાનાં હૃદયમાં પ્રભુને જોઇ શકતો હતો. બાલ શ્રીકૃષ્ણ તરીકે જે પ્રેમ દર્શાવ્યો છે, તે પ્રેમ પરાકાષ્ટાએ પહોંચ્યો હતો, અને તેની ભવ્યતા તથા સુંદરતા અનુપમ હતી. તે પ્રેમમાં દુઃખ કે શોકનો જરા પણ અંશ નહોતો, પણ તે પ્રેમમાં આનંદનો ઝરો ઉભરાઇ જતો હતો. તેમનો પ્રેમ પૂર્ણ વેગવાળો હતો, અને પરમ દયાથી મિશ્રિત હતો. પણ તે ઉપરાંત તેનુ વિશેષ તત્ત્વ એ હતું કે તેમના પ્રેમમાં આધ્યાત્મિકતા હતી. જેઓ તેમની સાથે રહેવાને, અને જગતને ખાતર તેમના કામમાં મદદ કરવાને ભાગ્યશાળી થયા હતા, તેઓ તે આધ્યાત્મિક ગુરૂની સુંદરતા, શક્તિ

અને ઉચ્ચતા સમજવાને સમર્થ થયા હતા.

તેમનો પ્રેમ કેવા પ્રકારનો હતો, તેનો ખ્યાલ લાવવાને ગોપીઓ વિષે કહેવામાં આવેલી એક વાત બહુ બોધજનક છે, ગોપીઓને આપણે ભરવાડણ સ્ત્રીઓ ગણીએ છીએ, પણ તે ગોપીઓ મહાન ઋષિઓ હતા, અથવા આધ્યાત્મિક માર્ગમાં આગળ વધેલા જીવો હતા. તેઓએ શ્રીકૃષ્ણના કાર્ય માટે તૈયારી કરવાના ખાસ હેતુથી હિંદના તે ભાગમાં જન્મ લીધો હતો. એક વખત તે ગોપીઓને એમ લાગ્યું કે શ્રીકૃષ્ણ જે તેમની પાસે હતા, તે એકાએક અદૃશ્ય થઇ ગયા. તેથી તે ગોપીઓ પોતાના પતિઓને છોડી જંગલમાં શ્રી કૃષ્ણની શોધ કરવા નીકળી પડી. આખરે ઘણી શોધ પછી તેઓએ શ્રીકૃષ્ણને જંગલમાં શોધી કાઢ્યા, અને તેમના હૃદયમાં આનંદ વ્યાપી રહ્યો, અને તેઓએ તેમને છોડી જવા ના પાડી. શ્રીકૃષ્ણે તેમના પ્રેમની પવિત્રતાની કસોટી કાઢવાના હેતુથી, અપ્રીતિ ધારણ કરી તેમને કહ્યું કે "તમે તમારા પતિઓ તથા બાળકોને તજીને, તેમજ તમારી ફરજોનો અનાદર કરી અહીં શા સારૂં આવી?" તેમાંની એક ગોપીએ બધી ગોપીઓની વતી જવાબ વાળ્યો કે "હે શ્રીકૃષ્ણ! માટીના પૂતળાની અમારી વાત સાંભળો, પછી તમે અમારૂં હૃદય સમજી શકશો. એકવાર કોઇ એક બ્રાહ્મણ પોતાની સ્ત્રીને ઘેર મૂકીને લાંબી મુસાફરીએ નીકળ્યો. પોતાના પતિની ગેરહાજરીમાં તે સ્ત્રીએ પોતાના પતિ જેવું માટીનું પૂતળું બનાવ્યું, અને ઉંડું ધ્યાન કરીને તે પુતળાની અંદર પોતાના પતિની હાજરી અનુભવવા લાગી. આમ કરતાં કરતાં બાર વરસ વીતી ગયાં. અને તેનો પતિ પરદેશથી પાછો ફર્યો; પોતાના પતિને તે પૂતળા સાથે દ્વાર આગળ મળી, અને આ પ્રમાણે કહેવા લાગી, "તમે જ્યારે

મને તજીને ગયા હતા, ત્યારે સઘળો સમય આ પૂતળામાં તમારી હાજરી અનુભવવા હું પ્રયત્ન કરતી હતી. હવે તમે જાતે પાછા ફર્યા છો, માટે આ પૂતળાની મને જરૂર નથી." એમ કહીને તેણે તે પૂતળું ઉમરા સાથે અફાળ્યું, અને તેના કકડે કકડા કરી નાંખ્યા. તે બ્રાહ્મણ સ્ત્રીને તેનો પતિ મળ્યો કે જેની તે રાહ જોયાં કરતી હતી. તેવીજ રીતે હે કૃષ્ણ! અમારી પણ આ દશા છે. જ્યારે તમે અમારી પાસે નહતા, ત્યારે અમારા પતિદ્વારા, અમારા બાળકદ્વારા અમે તમારીજ ઉપાસના કરતા હતા. હવે અમે તમને હાજરા હજુર જાતે જોયા છે, માટે માટીનાં પૂતળાં રૂપ અમારા પતિ તથા બાળકની અમારે હવે જરૂર નથી.

આ વાતો આપણને ઉપનિષદનો એક મહાન પાઠ શીખવે છે. બૃહદારણ્યક ઉપનિષદ્ જણાવે છે કે "પતિ પતિને ખાતર પ્રિય નથી, પણ આત્માને ખાતર પ્રિય છે, પત્ની પત્નીને ખાતર પ્રિય નથી, પણ આત્માને ખાતર પ્રિય છે. પુત્ર પુત્રને ખાતર પ્રિય નથી, પણ આત્માને ખાતર પ્રિય છે. તેમ સર્વ કાંઇ આપણને પ્રિય લાગે છે, તે આત્માને ખાતર પ્રિય લાગે છે. માટેજ આત્માનું જ્યારે દર્શન, શ્રવણ, અને મનન થાય છે, ત્યારે સર્વ જગતનું રહસ્ય સમજાઇ જાય છે. શ્રીકૃષ્ણે હિંદને આપેલા પ્રેમના સંદેશનું ઉપર પ્રમાણે રહસ્ય છે. સર્વમાં, વિદ્યા વિનય યુક્ત બ્રાહ્મણમાં, ગાયમાં, હાથીમાં, કુતરામાં અને ચાંડાલમાં પણ–પ્રભુને–તે પ્રેમની મૂર્તિને જોવા એજ શ્રી કૃષ્ણનો પરમ સંદેશ–પરમ આજ્ઞા છે. આપણે બધાએ આ આદર્શને આપણા જીવનમાં ઉતારવા પ્રયત્ન કરવાનો છે.

શ્રી બુદ્ધ ભગવાન પછી લગભગ સો દોઢસો વર્ષે શ્રી કૃષ્ણ તરીકે જગદ્‌ગુરુએ જન્મ લીધો હતો, અને બાલ્યાવસ્થા તથા

યુવાવસ્થામાં જગતને પ્રેમનો મહાન્ સંદેશ આપી નાની વયમાં તે ચાલ્યા ગયા. તે પછી ચારસે પાંચસે વર્ષે પોતાના એક પવિત્ર અને મહાન્ શિષ્ય જીસસદ્વારા ક્રાઈસ્ટ તરીકે પેલેસ્ટાઇનમાં પ્રકટ થયા. ક્રાઇસ્ટ એ આત્મભોગનો પરમ નમુનો છે. અને પોતાના જીવનથી તેમણે આધ્યાત્મિક જીવન ગાળવા ઇચ્છનારા મુમુક્ષુઓને પરમ ઉદાહરણ પુરૂં પાડયું છે. ક્રાઈસ્ટને ખ્રીસ્તી લોકો માને છે, પણ તેમનું નિઃસ્વાર્થ પ્રેમી અને આત્મભોગી જીવન બીજા ધર્મના ઘણા અનુયાયીઓને પ્રેરણા અને આશ્વાસન આપનારૂં નીવડયું છે. પરાર્થે પોતાનું જીવન કેમ અર્પણ કરવું, તેનું ઘણું ઉચ્ચ ઉદાહરણ આપણને તેમના જીવનથી મળે છે.

આપણને અત્યારે તેમનું જીવન વર્ણવાનો સમય નથી. પણ તેમણે શીખવેલા ભ્રાતૃભાવના અને પ્રેમના સાદા નિયમોનો આખા જગતે ભંગ કર્યો છે. તે સમયે તેમણે જગતને આપેલા સંદેશને સંભાળી જવાની જરૂર છે. લોકો ક્રાઇસ્ટને અને મનુષ્ય જાતિ માટે તેમણે કરેલા કાર્યને ભૂલી ગયા છે. લોકો પોતાની મરજી આવે તેવાં કાર્યો કરે છે, અને ક્રાઇસ્ટની તેવી આજ્ઞા હતી, તેમ જણાવે છે. કેટલાક કહે છે કે તે સમાજભાવનાવાદી ( socialist ) હતા. બીજા કેટલાક તેમને ધનના દ્વેષી તરીકે ઓળખાવે છે. ઘણાને મન રોમન કૅથોલીક હતા, કેટલાકને મન તે પ્રોટેસ્ટન્ટ હતા, અને થોડાને મન તે પ્યુરિટન હતા. પણ ખ્રીસ્તી ધર્મને માનનારામાં પણ ક્રાઇસ્ટના ખરા અનુયાયીઓ—ખરા ભકતો બહુ થોડા છે, કારણકે ક્રાઇસ્ટના જીવનનો શો ઉદ્દેશ હતો તે ઘણા જણ ભૂલી ગયા છે.

તે મુખ્યત્વે પ્રેમની મૂર્તિ હતા. તેમનો દિવ્ય આત્મભોગ તે આ પૃથ્વીપર તેમના દિવ્ય સ્વભાવના પ્રતિબિંબ રૂપ હતો. જગતના

દુઃખોને તેમણે પોતાની અનુપમ દયાથી આત્મિક શક્તિ ખીલવવાનાં સાધનો રૂપે બનાવ્યાં. હિંદમાં શ્રીકૃષ્ણ તરીકે તે પ્રેમની મુર્તિ રૂપે પ્રકટ થયા હતા, અને થોડા સૈકા પછી જેરૂસલેમમાં પણ તે દિવ્ય પ્રેમી રૂપે જન્મ્યા હતા. તેમણે દુઃખમાં અને દિલગીરીમાં પણ પ્રેમને માર્ગે ચાલવાને લોકોને સબળ બોધ આપ્યો હતો. શ્રી કૃષ્ણ તરીક તેમણે રાસ–લીલામાં પ્રેમ પ્રકટાવ્યો હતો, અને ક્રાઇસ્ટ તરીકે તેમણે દુઃખી જગતનો ભાર પોતાને શિર લીધો, અને તે ભાર વહન કરવામાં મનુષ્ય જાતિ પ્રત્યેનો તેમનો અપૂર્વ પ્રેમજ કારણ ભુત હતો.

ટુંકમાં જગદ્‌ગુરૂ એટલે શું ? જગદ્‌ગુરૂ એટલે પ્રેમની, આત્મભોગ-ની અને પરાર્થે જીવન અર્પનારની ઉમદા મૂર્તિ. આ ભાવના બૌદ્ધ લોકોમા એટલી બધી વ્યાપી રહી છે કે બૌદ્ધો આ જગદ્‌ગુરૂને મૈત્રેયબુદ્ધ –સર્વ મનુષ્યોના મિત્ર–તરીકે જણાવે છે.

ઘણીવાર મહાન્ પુરૂષોના જીવનની સાથે એટલી બધી નકામી હકીકતો ભળી જાય છે કે ખરૂં જીવન કેટલું અને પાછળથી લોકોએ વધારેલી વાતો કેટલી, તેનો વિવેક કરવાનું કામ ઘણું કઠણ પડે છે. ખ્રીસ્તી લોકોજ ક્રાઇસ્ટના સ્વરૂપને સમજી શકતા નથી, અને તેમના અસાધારણ, અલૌકિક અને અનુપમ પ્રેમને નિર્બળતા રૂપ ગણવાની મોટી ભૂલ કરે છે. તેઓ એમ કહે છે કે પ્રેમ એતો યુવકો અને યુવતીઓ માટેની ભાવનાઓ છે, અને વિશેષ તો કવિઓ માટેનો ખોરાક છે. રાજકીય બાબતમાં પ્રેમ નાશકારક છે, વિજ્ઞાનમાં અનુપયોગી છે, અને અર્થ શાસ્ત્રમાં તે મૂર્ખતાભર્યો છે. લોકો પ્રેમનું ખરૂ સ્વરૂપ જાણતા નથી, માટેજ જગતમાં પ્રેમના સંબંધમાં ઉપર પ્રમાણેના ભ્રમાત્મક વિચારો પ્રવર્તી રહેલા છે.

જગદ્‌ગુરૂનો પ્રેમ કેવળ ફરજના વિચારથી ઉત્પન્ન થએલો નથી.

પણ તે હૃદયમાંથી સ્વાભાવિક રીતે બીજાઓ તરફ પ્રકટ થતી ભ્રાતૃભાવની લાગણી છે. તે પ્રેમ કોઇને પણ–પાપીને પણ–ટપકો આપતો નથી. તે મિત્ર પ્રત્યેની સહૃદય લાગણી છે, જે મિત્રના અયોગ્ય કામ પ્રત્યે પણ ઘૃણાની–તિરસ્કારની નજરથી જોતો નથી. તે અપવિત્ર મનુષ્યો પ્રત્યે પણ લાગણી રાખી શકે છે, કારણકે તે જાણે છે કે તેનામાં અપવિત્રને પવિત્ર બનાવવાનું બળ રહેલું છે. તે પ્રેમ તદ્દન નિઃસ્વાર્થ હોય છે. સંતોએ સમાધિમાં અનુભવેલા ઉચ્ચ આનંદ રૂપ તે પ્રેમ છે. તે પ્રેમની આગળ જગતના બીજા બધા પ્રેમો ઘણાજ હલકા લાગે છે. આવો પ્રેમ જગદ્‌ગુરૂના જીવનનું અનુકરણ કરનારા સંતોમાં—પવિત્ર પુરૂષોમાં–કોઇ કોઈવાર જણાઇ આવે છે. આવા પ્રેમને આપણે દિવ્ય પ્રેમ કહીએ છીએ. આવો પ્રેમ તેજ જગદ્‌ગુરૂનો આપણી ભૂલતી ગોથાં ખાતી–અજ્ઞાનમાં ડૂબેલી મનુષ્ય જાતિ પ્રત્યેનો સ્વાભાવિક પ્રેમ છે.

આપણને થોડા સમયને સારૂ સુખી બનાવે, એવી ખુશકારક લાગણીને આપણે પ્રેમનું નામ આપીએ છીએ. આપણે જગદ્‌ગુરૂમાં જે પ્રેમની આશા રાખીએ છીએ, તે પ્રેમ ઉપર જણાવેલી લાગણી કરતાં કાંઇક જુદા પ્રકારનો છે. તેમના પ્રેમનું એવું સ્વરૂપ એ છે કે જો તેનો આપણને સ્પર્શ થાય તો તે આપણામાં નવું જીવન રેડે છે, અને ચમત્કારની માફક આપણા સમગ્ર જીવનને ફેરવી નાખે છે.

જો તે પ્રેમ આપણામાં ઉતરે તો આપણા પાડોશીઓ સાથેની આપણી નાની તકરારો તથા બીજી પ્રજાઓ સાથેની આપણી મોટી તકરારો, પ્રાતઃકાળના સૂર્ય આગળ જેમ ઝાકળ અદૃશ્ય થાય છે, તેમ સર્વથા બંધ થઈ જાય.

અત્યારે જગતમાં તેવા પ્રેમની ખામી છે, તેથીજ એક પ્રજા

બીજી પ્રજા પ્રત્યે અવિશ્વાસની નજરથી જુએ છે, અને સ્વદેશા-ભિમાનની વૃત્તિને લડાઇ ઉત્પન્ન કરવાના પ્રબળ સાધનરૂપ બનાવે છે.

આ જગદ્‌ગુરૂનો–મૈત્રેય બુદ્ધનો–શ્રી કૃષ્ણનો–ક્રાઇસ્ટ મહાત્માનો પ્રેમ આપણા સ્વભાવમાં ઉતારવો, એજ જગતના ભારેમાં ભારે અનર્થો દૂર કરવાનો ઉત્તમોત્તમ ઉપાય છે. આના જેવો બીજો કોઇ પણ ઉપાય આ વિશ્વમાં નથી, કારણ કે તે મોટામાં મોટી આધ્યાત્મિક શક્તિ છે. આપણા જેવા મનુષ્યોને આવા પ્રેમની કિંમત નથી. જો એકવાર પણ આવા પ્રેમનો અનુભવ થાય, અને તેના પ્રભાવનું જ્ઞાન થાય તો પછી આપણે જગદ્‌ગુરૂમાં રહેતા શીખીએ છીએ, અને જગદ્‌ગુરૂમાં રહેવું એટલે એમના જેવા થવું. જે મનુષ્ય જગદ્‌ગુરૂને પોતાના જીવનમાં અનુભવે છે, તે જગતના બધા પ્રશ્નોનો ઉકેલ આણવાને સમર્થ બને છે.

આપણને આ બધા ઉપરના કથન ઉપરથી એમ પણ લાગે કે આવો જગદ્‌ગુરૂનો અપૂર્વ પ્રેમ આપણા જીવનમાં અનુભવવાનું કામ અશક્ય છે. આવી વાતોથી તો ઉત્સાહ કે પ્રેરણા મળવાને બદલે નિરાશા અને ગ્લાનિ પેદા થવાનો સંભવ છે. જે લોકો જગદ્‌ગુરૂને મનુષ્ય જાતિથી દૂર આઘેના સ્વર્ગમાં આવેલા માનતા હોય, તેમને વાસ્તે તો આવા પ્રેમનો સાક્ષાત્કાર એક સ્વપ્ન જેવો લાગે. પણ જેઓ પર્વતને પણ હલાવે તેવી અડગ શ્રદ્ધાથી કાર્ય કરે છે, તેમને મન જગદ્‌ગુરૂ જીવતા જાગતા આપણી સાથે રહી કાર્ય કરતા મહાપુરૂષ છે. એમનું અનુકરણ કરવું એ ફક્ત તે કાર્ય માટે નિર્મિત થયેલા થોડા મનુષ્યો વાસ્તેજ નથી. પણ જે મનુષ્ય પોતાના દિવ્ય સ્વભાવને સમજે છે, અને સમજીને તે પ્રમાણે વર્તવાને તૈયાર થાય છે, તેવો દરેક મનુષ્ય આ જગદ્‌ગુરૂના અપૂર્વ પ્રેમને

પોતાના જીવનમાં ઉતારી શકે.

જગતમાં તે જગદ્દગુરૂના જીવનનું અનુકરણ કરનારા આત્માઓ ઘણા વિરલ જણાય છે, પણ તેવા રડયાખડયા આત્માઓ પણ આપણને આ માર્ગે ચાલવાને પ્રોત્સાહન આપનારા આપણા પરમ આદર્શો છે. જગદ્દગુરૂના પ્રેમનું લગભગ અનુકરણ કરનાર કોઇપણ દૃષ્ટાંત હાલના સમયમાં મળી આવે તો તે સેંટ ફ્રાન્સિસ ઓફ એ-સીસીનું છે. તે મહા પુરૂષનો અસામાન્ય ગુણ એ હતો કે તે **સર્વ મનુષ્યોને ચાહતો હતો.** તેણે પરમ પુરૂપાર્થ કરીને–પરમ આત્મિક વિજય મેળવીને જગદ્દગુરૂના ચૈતન્યનો પોતાના જીવનમાં સાક્ષાત્કાર કર્યો હતો. તે આ જગદ્દગુરૂના પ્રેમને ખાતર સર્વ મનુ-ષ્યો પર પ્રેમ રાખતો હતો. તેને મન જગદ્દગુરૂ ધર્મના સંસ્થાપક કે પાપીઓને ન્યાય કરનાર ન્યાયાધીશ ન હતા પણ તે **મનુષ્યોના પરમ મિત્ર હતા.**

ક્રાઇસ્ટ–જગદ્દગુરૂ–સર્વ પ્રજાઓ પ્રત્યે એક સરખા ભાવથી જોતા હતા, અને ફ્રાન્સિસ પણ પોતાના મહાન ગુરૂને પગલે ચાલી સર્વ પ્રજાઓને ચ્હાતો હતો. આ મારા દેશનો, અને આ પરદેશનો એ ભાવ એના મનમાંથી સર્વથા નાશ પામ્યો હતો. અત્યારે લોકો યુધ્ધોથી કંટાળ્યા છે, અને તેથી એકતા કરવા માગે છે, પણ તેઓ તે કરી શકતા નથી, કારણકે તે હૃદયની એકતા નથી. અત્યારે આં-તરરાષ્ટ્રીય ભાવના (Inter–Nationalism)નો જન્મ થવા લાગ્યો છે, પણ **સંત ફ્રાન્સિસ** સૌથી પહેલો આંતર રાષ્ટ્રિય ભાવનાવાદી હતો. તે કહેતો કે "જગદ્દગુરૂ સર્વ પ્રજાઓને ચાહે છે, હવે જો આપણે કોઇ પણ પ્રજાને ધિક્કારીએ અથવા તેનું બુરૂં કરવા ઇચ્છીએ તો આપણે તે પ્રજાના જીવન પાછળ રહેલા જગદ્દગુરૂને ધિક્કારીએ છીએ,

અને તેનું ખૂરૂં કરવા ઇચ્છીએ, અને જો આપણને જગદ્ગુરૂ પ્રત્યે ખરો પ્રેમ હોય તો આવું કાર્ય આપણે કદાપિ કરીએ નહિ. માટે કોઇપણ મનુષ્યનું અથવા પ્રજાનું અશુભ ઇચ્છવું એ જગદ્ગુરૂનું અશુભ ઇચ્છવા બરાબર છે."

આ સંત ફ્રાન્સિસનું જીવન આપણને આશા આપે છે કે આપણે પણ પ્રયત્ન કરીએ તો તેવો પ્રેમ અનુભવી શકીએ. અને અત્યારે તે કામ કરવાને આપણને અપૂર્વ તક મળેલી છે, કારણ કે ફ્રાન્સિસનાં જીવનને પણ પ્રેરણા કરનાર તે જગદ્ગુરૂ પોતેજ ઘણા થોડા વર્ષોમાં આપણી વચમાં આવી ઉભા રહેવાના છે.

આ મહાન જગદ્ગુરૂનો સંદેશ કેવો હતો તે આપણને તેમના ગત જીવનો પરથી જણાય છે, અને તે સંદેશ તેમના સ્વભાવમાં ઓતપ્રોત થએલો હોવાથી આ વખત પણ તેવોજ સંદેશ તે આપશે, એમ માનવામાં આપણે સત્યથી દૂર જતા નથી, એમ મને તો લાગે છે. તેમણે ઘણા ઘણા સૈકાઓ પૂર્વે મનુષ્ય જાતિને પ્રેમદ્વારા આત્મસાક્ષાત્કાર કરવાનો પાઠ શીખવવાની શરૂઆત કરી છે. પોતે જે તત્વની મૂર્તિરૂપ છે, તે તત્વ પ્રમાણે આખા વિશ્વને દોરવા તેઓશ્રી પ્રયત્ન કરી રહ્યા છે. મનુષ્યોના આધ્યાત્મિક ઉદ્ધાર વાસ્તેજ તેઓ પોતાનું જીવન ઘણા જમાનાથી ચલાવી રહ્યા છે. તેઓ અત્યારે મનુષ્ય જાતિના ઘણાજ ગાઢ સંબંધમાં છે, અને પોતાના પ્રેમના વાતાવરણમાં આખી મનુષ્ય જાતિને તેઓ લપેટીને ઉભા છે. તેઓ મનુષ્યોને સનાતન સત્યો શીખવવાને, અને મનુષ્ય જાતિ તથા પ્રભુને જુદા પાડનાર અખાત ઉપર પૂલ બાંધવાને અત્યાર સુધીમાં ત્રણવાર—આટલાંટીસમાં, કૃષ્ણ તરીકે, અને ક્રાઇસ્ટ તરીકે—આવ્યા છે.

આપણી એવી દૃઢ માન્યતા છે કે તે આત્મિક પ્રાચીન સત્યોની પુનઃ ઉદ્‌ઘોષણા કરવા, તથા સ્વાર્થી અને અંધ બની ગયેલી દુનિયા જે પ્રેમનો ઉમદા પાઠ ભૂલી ગઇ છે, તે શીખવવા ઘણા સમીપના સમયમાં તે આપણી વચમાં પધારશે.

આ આપણા તારકસંઘનો પાયો છે, અને આપણા જીવનને પરમ પ્રોત્સાહન આપનારૂં પ્રબળ કારણ છે. બંધુઓ તથા બ્હેનો! તારકસંઘના સભાસદ તરીકે આપણું કર્તવ્ય ઘણું સ્પષ્ટ છે. આપણા જીવનમાં જગદ્‌ગુરૂના જીવનને ઉતારવાની અને તેમના આધ્યાત્મિક પ્રેમની મહત્તા સમજવાની આપણામાં એવી પ્રબળ લાગણી હોવી જોઇએ કે આપણું જીવન તેમના જીવનના પ્રતિબિંબ રૂપે ખરેખરૂં ભવ્ય અને પ્રકાશિત બને. આવી પ્રબળ લાગણી એ આપણી આ માન્યતાને છાજે તેવી ઉચ્ચ છે. જગદ્‌ગુરૂ થોડા સમયમાં આવવાના છે, એ આપણી માન્યતા લઇ લેવામાં આવે, અને તેથી જો આપણું જીવન લુખું થઇ જાય, તો સમજવું કે આપણી આ માન્યતાએ આપણા હૃદયપર પોતાનો પ્રભાવ જમાવ્યો છે. આપણો આદર્શ એ આપણા જીવનનો પાયો છે. તેનો સાક્ષાત્કાર કરવો એજ આપણા જીવનનું પરમ ધ્યેય છે. માટે કોઇપણ બાબતની છૂટછાટ મૂક્યા વિના, હૃદયથી કંટાળ્યા વિના, તીવ્ર શ્રદ્ધાથી અને અગ્નિ જેવા પ્રબળ ઉત્સાહથી આપણે પ્રેમ અને સેવાની ભાવના હૃદયમાં રાખી આપણું બીજાઓ સાથેનું દરરોજનું જીવન ગાળવું જોઇએ.

જયારે જગદ્‌ગુરૂ એક મનુષ્ય તરીકે આપણી—મનુષ્યોની વચમાં ફરશે, ત્યારે આપણને દરેકને એક પ્રકારની પસંદગી કરવાની મોટી તક આપવામાં આવશે. શું જ્યાં આપણને તે દોરી જાય, ત્યાં આપણે જઇશું અને તેમના યોગ્ય શિષ્યો થાશું ?

ભવ્યતાને નહિ સમજીને આપણી બેદરકારીથી મરવાને પાછળ શું ? તેમને અનુસરવું એટલે આપણી વચમાં તેમની હાજરીનું હોવું; અને તેમના આત્માનો સાક્ષાત્કાર કરવો. તેમને અનુસરવું હૃદયથી પવિત્ર બનવું, અને જ્ઞાનમાં વિશુદ્ધ દષ્ટિવાળા બનવું, આ શ્રદ્ધામાં અડગ રહેવું, અને આપણાં પગલાં દઢતાથી ભરવાં— સમય સુધી દુઃખ સહન કરવાને તત્પર રહેવું, ધીરજ ધરવી શાંત રહેવું, આપણો ઉત્સાહ સદા તાજો અને મધ્યાહ્નના સૂર્ય પ્રકાશિત રાખવો, તારક પ્રકાશમાં ચાલવું, અને અનંતતા દષ્ટિ રાખવી.

તેમને અનુસરવું એટલે અનંત જીવનનો અનુભવ કરવો. પણ આ મુસાફરી લાંબી અને જોખમ ભરી છે, અને તેને વાસ્તે પ્રબળ સહન શક્તિ અને દેવોને છાજે તેવી વીરતાની જરૂર છે.

આપણે સમય આવ્યે યોગ્ય પસંદગી કરી શકીએ, અને આપણને મળેલા અધિકારનો યોગ્ય ઉપયોગ કરીએ, તે માટે આ હૃદયમાં ઉત્સાહ લાવી આપણે શું પ્રાર્થના ન કરવી જોઈએ? જ્યારે એકવાર પસંદગી થશે, અને મુસાફરીની શરૂઆત કર આવશે, ત્યારે આપણું સમગ્ર જીવન તે પ્રેમની મૂર્તિને અ. કરવા યોગ્ય બનશે. તે સમયે તે આપણને પોતાની પાસે આવ આમંત્રણ કરશે, અને તે સમયે આપણામાંનો દરેક એવો જવ આપવા બહાર પડશે કે, " અનંતકાળ સુધી ગમે ત્યાં તમે નામ દઇ બોલાવશો, ત્યારે પણ તમારો આ સેવક તમારું વચ પાળવાને તૈયાર હશે. "*

---

* અમદાવાદ [illegible] સંઘની શાખામાં મી. [illegible] …માં આપેલ